# સ્ત્રીધર્મબોધક

## ગરબાવળી.

કુજ્ઞાન સ્ત્રિયોને ઉપયોગી થવા સારૂ

છપાવી પ્રકટ કરનાર

મોરબી રવાજીરાજ પાઠશાળાનો એક વિદ્યાર્થી.

મુંબઈ,
ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં છાપી.

સંવત્ ૧૯૪૨—સન ૧૮૮૫.

મૂલ્ય આના ૨ બે.

# સ્ત્રીધર્મબોધક ગરબાવળી.

## દેશી ૧ લી.

વ્રતરે રહિયે રે એકાદશી, જળ જમુનાનાં જઇએ.-(એરાગ)

સુખની કહું એક વાત હું, સુણજો સહુ કાને;
કુડિઓ કહું કેટલીક તે, ધરજો વળી ધ્યાને. ૧
જ્યારે જવું થાય સાસરે, તજી તાતના ઘરને;
નમ્રપણું નિત્ય રાખવું, વાલાં થાવાને વરને. ૨
સંપ સદા સહુ સાથમાં, રાખિએ બહુ રૂડો;
સરલ સ્વભાવે રહી સદા, તજિએ પંથ કૂડો. ૩
સમવય સાથે ન બેસીએ, વાતો કરવા નમાલી;
સમય મળ્યો જે અમૂલ્ય તે, નહીં ખાળિયે ખાલી. ૪
શણગાર શીલતણો સજી, શોભા કરવી સદાની;
અન્ય ભૂષણ નહિ ઇચ્છિયે, એજ ટેવ મજાની. ૫
રાખવો રોજ લલાટમાં, ચાંદલો કંકુ કેરો;
કરિયે ઉદાસી ન કોઇ દિન, ચતુરાં નિજ ચેરો. ૬
શાંતિ વિના સુખ લેશ પણ, સમજો નહીં સજની;
શુદ્ધ વિચારવિષે સદા, ગાળવાં દિનરજની. ૭
ઘરથી બહાર જવું નહીં, નહીં નવરાં રહેવું;
હૃદય બળે એવું અન્યને, કોઇ વેણ ન કે'વું. ૮
આછકડાં પેરવાં નહીં, પટકુળ કોઇ અંગે;
સાસુ જેવું સાથ લઇ જવું, જાવું હોય પ્રસંગે. ૯
રીસાળ ટેવ જો હોય તો, થાય દુઃખ શરીરે;
ગંભીર મધુર અવાજથી, બોલ બોલિયે ધીરે. ૧૦
હેતે હળીમળી સર્વથી, ઘરનું કામ કરિયે;
દોષ પોતાના પિંડનો પ્રેમથી પરહરિયે. ૧૧

સ્વામીમાં દોષ કદી પડે, કોઇ નયને કદાપિ;
ગણવો હૃદય ગુણરૂપ તે, કુળવાને તથાપિ. ૧૨
જેમ બને તેમ સાધનો, સુખનાં નિત્ય સજવાં;
દુઃખકારક સઘળાં વળી, કારણો પણ તજવાં. ૧૩
સંસારમાં સુખ પામવા, મન હોય વિશેષે;
પ્રેમવિના પ્રાણનાથના, ન મળે લવલેશે. ૧૪
તેની રજા લઇને બધાં, કામકાજને કરિએ;
એજ મારગપર ચાલતાં, દુઃખ થાય ન જરિએ. ૧૫
સ્વચ્છ સદન ને વદન સદા, રાખવાં સતીઓએ;
મારે મેણાં કોઇ મૂર્ખિઓ, મન ગણવા ન કોયે. ૧૬
સંતોષ રાખવો સર્વદા, સતીએ સુખકારી;
વાત હૃદયમાંહિ રાખવી, લાભકારી વિચારી. ૧૭
પતિપદની પૂજાવડે, વનિતા શુદ્ધ થાય;
પ્રાણપતિના પ્રતાપથી, પાપ સઘળાં પળાય. ૧૮
સસરા-સાસુની સેવા કરો, માત–તાતના સરખી;
આશીષ ગુરૂજનની સહુ, મેળવો મન હરખી. ૧૯
નજર આડોકૂંચી લેશપણ, રાખવી નહીં એને;
દુઃખ હૃદયમાં ઊપજે, તેવે ચડિએ ન વ્હેને. ૨૦
ખરચ ઉપજ સમ રાખિએ, ભભકાનું ન કામ;
વસ્ત્ર આભૂષણ કારણે, હાલાં ખરચો ન દામ. ૨૧
સ્વામીને વશ કરવા તણો, એક મંત્ર મજાનો;
ઉપદેશ અંતરમાં ધરો, આ કુશળ કવિતાનો. ૨૨
પિયરપનોતાં થવું નહીં, પરણ્યા પછી કદિએ;
મદ-મત્સરના નિશાવડે, ન જરા પણ મદિએ. ૨૩
ક્રોધ કામ લોભ મોહને, મદ મત્સર સઘળા;
સદ્‌ગુણી શીલકટારથી, થજો જીતવા સબળા. ૨૪
ગંભીર મન નિત્ય રાખવું, સર્વ વાતને જાણી;
સમવયની સખીઓ મળી, સાથે જાવું ન પાણી. ૨૫

ઉંચે સ્વરે બહુ બોલતાં, લાજ હસતાં હરાય,
દુર્ગુણ મેલ ટળી જવા, સજો સરસ ઉપાય. ૨૬
કંથ કહે તે સદા કરો, હરો સદ્‍ગુણ હામે;
સેવા સ્વામીની સદા કરો. જેથી સુખ સહુ જામે. ૨૭
ઉપકાર કરવો અન્યનો, પુણ્યનો પંથ જાણી;
અપકાર પાપનું રૂપ છે, એવું મનમાં પ્રમાણી. ૨૮
હેકડી હાલી કરી મુખે, જીભ કરવી ન હલકી;
અન્યની આગળ અન્યની, વાત કરવી ન મલકી. ૨૯
પાપના પંથની રીતિઓ, સહુ નાંખવી તોડી;
કેશવ કલ્યાણકારણે, વિનવે કર જોડી. ૩૦

---

## દેશી ૨ જી.

**લલના નહિ થાય લગાર, કામણ મંત્ર કશે.– (એરાગ)**

સહુ સુણજો બેનો વાત, શીલતણી કાને;
નિજ પતિહિતકારી ઉપાય, પણ ધરજો ધ્યાને. ટેક
સંપ સગામાં રાખિ સર્વેથી, મન માયાળુ કરવું રે;
લોભ મોહ મદ મત્સર મેલી, સરલપણું સંઘરવું. શી.
નહીં નીતિને અળગી કરવી, પ્રીત કરી શુભ પંથે રે;
હોશ ધરી હૈયામાં ઝાઝી, કરો બતાવ્યું કંથે. શી.
પતિ તમારા પ્રાણ ખરેખર, એજ સદા સુખકારી રે;
એજ તમારૂં તન મન ધન છે, વિનયે જુવો વિચારી. શી.
ક્લેશ ન લેશ કદી પણ કરિએ, હરિએ નિજને હામે રે;
નિજ વલ્લભની સેવા કરતાં, જેમ સદા સુખ જામે. શી.
ભણ્યાતણું ફળ નાથતણી જે, પ્રીત વધે શુભ રીતે રે;
ભણ્યા ભલે પણ ગણ્યાં નહીં તો, સંકટ શિરપર વીતે. શી.
પ્રાણનાથની સેવા કરવી, એજ ધર્મ છે પ્હેલો રે;
આડો કે અણઘડ નહિ અવળો, સુખદ પંથ છે સ્હેલો. શી.

પ્રાણનાથને પ્રસન્ન કરવા, કરવા ક્રોડ ઉપાય રે;
એજ સદાચરણેથી રીઝે, સહજ જગતનો રાય. શી.
રીસ કરે જો કંથ કદાપિ, કારણસર તમ માથે રે;
તો રાજી કરવાને તેને, ઉપાય છે તમ હાથે. શી.
ક્ષણભંગુર આ દેહથકી પણ, કરિએ જે શુભ કામ રે;
અખિલવિષે તે અમર કરે છે, સદૈવ નિજનું નામ. શી.
નહિ સૂવું પ્રિયપતિની પ્હેલાં, તન મન ન રહો મે'લાં રે;
તજિ આળસ પ્રિય પ્રાણનાથથી, પ્રથમ ઉઠવું વે'લાં. શી.
કામકાજ ઘરનું સહુ કરવું, ડરવું દુર્ગુણ દેખી રે;
સદ્ગુણ ગ્રહણ કરો સહુ એનો, સુખદાયક બહુ લેખી. શી.
પ્રીતિ પ્રાણેશ્વરની વધવા, સૂઝે મારગ સાચો રે;
વિશ્વેશ્વર ઈશ્વરની પાસે, કર જોડીને જાચો. શી.
આપણના હાથમાં સમજવાં, સુખ દુખ જોજો રીતે રે;
તેમજ વાવ્યું તેવું લણવું, સંસારતણી રીતે. શી.
દીનજનોને દુ:ખ ન દઈએ, મેણાં મારી મુખથી રે;
બળતાંને ઓલવિયે એની, સુખદ વચનના સુખથી. શી.
સુખ લેવાની સહુને ઇચ્છા, હોય કદી મનમાંહિ રે;
તો વરતો શુભ પંથે પ્રેમે, સ્વર્ગ નરક છે આંહીં. શી.
ઉદાસિ ધર્મવિષે નહિ ધરવી, કરવી ન કદી હાંસી રે;
પ્રાણનાથની પાસે રે'વું, સદૈવનાં થઇ દાસી. શી.
નમિયે ગુરૂજનને શુભ ભાવે, નિશદિન રાજી રહિએ રે;
હરખે હાથ કંથને જોડી, શરણ ચરણમાં જઇએ. શી.
ઈશ્વરના આપેલા ઈશ્વર, ખેદ ન પામે જરિએ રે;
પૂરો પ્રેમ ધરી પોતામાં, સદૈવ સેવા કરિએ.. શી.
નાથવિના છે આ ભવસાગર, શૂન્ય ખરેખર રાખ રે;
આંખ ઉઘાડી જોતાં સહુનાં, હૃદય પૂરશે શાખ. શી.
કોપ કરે જો કંથ લગારે, તો કોપ્યો કિરતાર રે;
હીનભાગ્ય તે નાર બિચારી, પાપ કરેલ અપાર. શી.
માટે પ્રાણનાથને રાજી, કરવા દુખડાં હરવા રે;
કેશવ ભવસાગર આ ભારે, પરમ સુખેથી તરવા. શી.

## દેશી ૩ જી.

### (ભજો તમે શિવશંકરભોળા- એ પ્રમાણે)

સિક્ષા સારી શ્રવણે ધરી મારી, આશા છે કે કરશો નહીં ન્યારી;
સિક્ષા સારી શ્રવણે ધરી મારી.—ટેક.
બીજે બાળા બાળપણું તજવા, માંડો શીલભૂષણને સજવા;
પ્રેમે પ્રાણનાથ સદા ભજવા,—સિક્ષા સારી.
ત્રિજે સજો સુંદરતા સદને, તજો તન—મનના સદા મદને;
ભજો ભાવે ભૂધરને વદને,—સિક્ષા સારી.
ચોથે ચાલો ચતુરાં ચેતી ચિત્તે, માનો નહીં માન મહાવિત્તે;
સાચું માન શીલવિષે નિત્યે, —સિક્ષા સારી.
પાંચમ આ પ્રપંચ બધાં તજિએ, પ્રીતિ શુભ ગુણમાં સદા સજિએ;
કુશળ કશું થાય નહીં કજિયે,—સિક્ષા સારી.
છઠ્ઠે છકી જાવું નહીં મનથી, સદા સંપ કરવો બધાં જનથી;
થવું શુદ્ધ વસ્ત્ર અને તનથી,—સિક્ષા સારી.
સાતમ સંગ સજ્જનનો રાખો, એથી લાભ લેખાય છે લાખો;
સદા સુખદુઃખ બધાં સાંખો,—સિક્ષા સારી.
આઠમ આઠ પોર તમે ગાળો, કરો તેનો મનથી સરવાળો;
મેણાં મારી અન્યને નહિ બાળો,—સિક્ષા સારી.
નોમે નવ નવરાં તમે બેસો, કદી કોય અપયશ નહિ લેશો;
ઠાલાં દુઃખ કોઇને નહિ દેશો,—સિક્ષા સારી.
દશમ દશ દિશમાં વધે જેમ, કરો યશ કુશળપણે તેમ;
રાખો નહિ મનમાં વૃથા વેમ,—સિક્ષા સારી.
અગિયારશે મન નિર્મળ કરજો, સદા દુષ્ટ દુર્ગુણથી ડરજો;
હેતે કરી મેલ બધા હરજો,—સિક્ષા સારી.
બારશ બહુ વાત નહીં કરિએ, પ્રેમે શિશ પતિચરણે ધરિયે;
ભાવે ભવસાગરને તરિયે,—સિક્ષા સારી.
તેરસ રસ વિષ સરખો જાણો, પડે જેથી સંપવિષે પાણો;

મેલી મદ મોહ સુખે માણો,—સિક્ષા સારી.
ચૌદશ ચૌદ વિદ્યા ભણો ભાવે, લેજો તેનો લાભ સરસ લાવે;
અંતર અતિ આનંદ ઉપજાવે,—સિક્ષા સારી.
પૂનમ પૂજા પતિપદની કરતાં, ગાઓ ગુણ તેના તમે ફરતાં;
રહો દુષ્ટજનથી વળી ડરતાં,—સિક્ષા સારી.
પડવે પ્રાણનાથને રહિ પ્યારાં, થતાં નહીં કોઇ દિવસ ન્યારાં;
થજો નિજ સાથવિષે સારાં,—સિક્ષા સારી.
વળી વિશ્વનાથ સુણો વાણી, પતિ નિજ દૈવત મન જાણી;
સેવો નિત્ય ભાવ ભલો આણી,—સિક્ષા સારી.

---

## દેશી ૪ થી.

### (અચકો મચકો કારેલી— એ રાગ.)

એક સખી શિખામણ દેછે બેન, સાંભળજો સહિયર મારી.
હિતકારક તમને તે છે બેન, સાંભળજો સહિયર મારી.
જાઓ સાસરિયે જ્યારે બેન, સાંભળજો સહિયર મારી.
થાજો બહુ ડાહ્યાં ત્યારે બેન, સાંભજો સહિયર મારી.
સજની અતિ પતિને પ્રીતે બેન, સાંભળજો સહિયર મારી.
સેવા કરજો શુભ રીતે બેન, સાંભળજો સહિયર મારી.
તેની મરજીમાં રહિયે બેન, સાંભળજો સહિયર મારી.
કટુ વાક્ય વૃથા નહિ કહિયે બેન, સાંભળજો સહિયર મારી.
અતિ સરલ બોલથી બોલો બેન, સાંભળજો સહિયર મારી.
એ સઘળું હૃદયે તોલો બેન, સાંભળજો સહિયર મારી.
કદિ વાદ વૃથા નહિ કરિએ બેન, સાંભળજો સહિયર મારી.
શીખામણ હૃદયે ધરિએ બેન, સાંભળજો સહિયર મારી.
સાસુજી કે' તે કરિએ બેન, સાંભળજો સહિયર મારી.
કદિ ક્લેશ ન કરશો જરિએ બેન, સાંભળજો સહિયર મારી.

સઘળાંને નમતાં રે'જો બેન, સાંભળજો સહિયર મારી.
બહુ લાવ સંપનો લેજો બેન, સાંભળજો સહિયર મારી.
દુર્ગુણ સઘળાને હરજો બેન, સાંભળજો સહિયર મારી.
શુભ કર્મ કરે આદરજો બેન, સાંભળજો સહિયર મારી.
મન કામાદિકમાં લોભે બેન, સાંભળજો સહિયર મારી.
એ આપણુને નહિ શોભે બેન, સાંભળજો સહિયર મારી.
ગુરુજનની કરજો સેવા બેન, સાંભળજો સહિયર મારી.
શુભ મારગ શોધી લેવા બેન, સાંભળજો સહિયર મારી.
મદ-મત્સર લેશ ન રાખો બેન, સાંભળજો સહિયર મારી.
જુઠું નહિ મુખથી ભાખો બેન, સાંભળજો સહિયર મારી.
મેણાં નહિ મારો મુખથી બેન, સાંભળજો સહિયર મારી.
છે અનુભવ એવાં દુખથી બેન, સાંભળજો સહિયર મારી.
સુવું નહિ પતિની પે'લાં બેન, સાંભળજો સહિયર મારી.
નહિ રાખો તન-મન મે'લાં બેન, સાંભળજો સહિયર મારી.
પરમેશ્વર પતિને માનો બેન, સાંભળજો સહિયર મારી.
તેનાથી સુખ સહુ પામો બેન, સાંભળજો સહિયર મારી.
એ ધર્મ આપણો પે'લો બેન, સાંભળજો સહિયર મારી.
અતિ સરલ સુઘડ ને સે'લો બેન, સાંભળજો સહિયર મારી.
કાને આ અરજી સુણજો બેન, સાંભળજો સહિયર મારી.
કેશવની ભાવે ભણજો બેન. સાંભળજો સહિયર મારી.

---

## દેશી ૫ મી.

### (રાગ અલબેલાના ગરબાનો.)

શીખામણ દઉં આજની, ગુણ લેનારાં;
તે ગણો તમારા કાજની, બેનો મારાં. ૧
સંપ સજો સહુ સાથમાં, ગુણ લેનારાં;
શું કજિએ આવે હાથમાં, બેનો મારાં. ૨

શાંત સ્વભાવે સદા રહો, ગુણ લેનારાં;
કેનેય નહીં કડવું કહો, એનો મારાં. ૩
મન નિર્મળ જો રાખશો, ગુણ લેનારાં;
તો પુણ્યતણાં ફળ ચાખશો, એનો મારાં. ૪
લપટાશો નહિ લોભમાં, ગુણ લેનારાં;
કદિ ક્રૂર ન થશો ક્રોધમાં, એનો મારાં. ૫
અતિ અભિમાન ન મારિએ, ગુણ લેનારાં;
કદિ દુખિયાંને ઉદ્ધારિએ, એનો મારાં. ૬
શીલ સજો મનથી અતિ, ગુણ લેનારાં;
પતિના પદમાં રાખી મતિ, એનો મારાં. ૭
સદ્‌ગુણ સમ એકે નહીં, ગુણ લેનારાં;
આભૂષણ શુભ લેકે અહીં, એનો મારાં. ૮
દુર્ગુણને દેખી ડરો, ગુણ લેનારાં;
ભવસાગર શુભ કર્મે તરો, એનો મારાં ૯
પતિપદ સેવો પ્રેમથી, ગુણ લેનારાં;
સુખ મેળવશો એ નેમથી, એનો મારાં. ૧૦
તન-મન-ધન-કાયે થકી, ગુણ લેનારાં;
માનો ઈશ્વર છે એ નકી, એનો મારાં. ૧૧
મન વચને ને વાણિએ, ગુણ લેનારાં;
પતિને નિજ દૈવત જાણિએ, એનો મારાં ૧૨
એજ તમારા ઈશ છે, ગુણ લેનારાં;
વળિ ખરા એજ જગદીશ છે, એનો મારાં. ૧૪
શું જપ તપ ને ધ્યાનથી, ગુણ લેનારાં;
શમ દમ ને બીજાં દાનથી, એનો મારાં. ૧૫
યમ ને નિયમ વળી કથા, ગુણ લેનારાં:
પતિની પૂજાવિણુ તે વૃથા, એનો મારાં. ૧૬
માટે કહું હું એટલું, ગુણ લેનારાં;

સુણજો કાને સહુ તેટલું, બેનો મારાં. ૧૭
ઈશ્વર એ પતિને સુખે, ગુણ લેનારાં;
રાખો સહુ એમ કહો મુખે, બેનો મારાં. ૧૮
જવું સાસરે જ્યારથી, ગુણ લેનારાં;
નહિ દૂર જવું ઘરબારથી, બેનો મારાં. ૧૯
દેહે મન વચને તમે, ગુણ લેનારાં;
કરજો પ્રિયપતિને જે ગમે, બેનો મારાં. ૨૦
પતિ તમારા પ્રાણ છે, ગુણ લેનારાં;
એની પૂજામાં લ્હાણ છે, બેનો મારાં. ૨૧
કડવા બોલ ન બોલિએ, ગુણ લેનારાં;
મુખ સરલ વચનથી બોલિએ, બેનો મારાં. ૨૨
સદાચાર સુખ ભોગવી, ગુણ લેનારાં;
કાયા કરજો યશની નવી, બેનો મારાં. ૨૩

---

## દેશી ૬ ડી.

(ઓધવજીના મહિનાનો રાગ.)

સહિયર સાચી સિક્ષા મનમાં રાખજો,
ભારે ભવસાગર તરવાનેકાજ જો;
લેવા લાભ અનેક ખરા સંસારમાં,
કઉં છું હિત કરવાને એક અવાજ જો.— સહિ.
બાળપણાંમાં ભણવું ગણવું ભાવથી,
માતપિતાને ઉપજાવી સંતોષ જો;
ઘરનું કામ કરે કરવા શીખો સહુ,
બાળપણાંના મેલી સઘળા દોષ જો.— સહિ.
આજ્ઞા માતપિતાની નહિ ઉલ્લંઘવી,
ભરવું દળવું ને ચીતરવું કેમ જો;
પાણી ભરવું સોવું ધોવું ખાંડવું,
રૂડું રાંધીને પીરસવું તેમ જો.— સહિ.

નિત્ય નિયમથી થોડું પ્રિયકર બોલવું,
ઉંઘ અલ્પ ને બીજો અલ્પાહાર જો;
ભરમવિના નિજ ધર્મ અને શુભ કર્મને,
શીખી લેવા તરત રહો તૈયાર જો.— સહિ.
કોમળ વૃક્ષ હોય વાળ્યું ત્યારે વળે,
એજ ઉદાહરણેથી સમજો સાર જો;
કઠણ થયેથી કઠણ પડે છે વાળવું,
પાકે કુંભે કાંઠા ચડતાં વાર જો.— સહિ:
સ્વભાવને વશ આ આખો સંસાર છે,
પડે પ્રથમથી જેવી જેની ટેવ જો;
તેવી ટળતાં યત્ન ઘણાં કરવાં પડે,
સરલ થાય જો સવળો સહુનો દેવ જો.— સહિ.
એજ વિનંતિ મારી છે સહુ બેનને,
બાળપણાંમાં શીખો તે શીખાય જો;
જે દુર્ગુણ તજવા તે સહજ તજાય છે,
માતપિતાની જોયે એક સહાય જો.— સહિ.
પરણી પિયર ન રેવા મન કરવું કદિ,
સદા કરો નિજ સાસરિયાંમાં વાસ જો;
નિજ ગુરૂજનની ઉત્તમ આજ્ઞામાં રહો,
દુઃખ પડે તો ન થતાં લેશ ઉદાસ જો.— સહિ.
પિયર રહીને જે સારૂં શીખ્યાં હશો,
તરત સાસરે તેનો છે ઉપયોગ જો;
બાકી શીખ્યાનું અનુભવથી શીખજો,
સુખ મેળવવા એ છે ઉત્તમ યોગ જો. - સહિ.
પ્રાણનાથને મનગમતું કરજો સહુ,
નારીનું છે દૈવત નિજનો નાથ જો;
તે શીખામણ દે તે શાણાં શીખજો,
આજ્ઞા શિરપર લે જો જોડી હાથ જો.— સહિ.

નારીના સાચા ઈશ્વર તો નાથ છે,
વેદ પુરાણો પણ પૂરે છે શાખ જો;
એ ઈશ્વરની સેવા શુભ રીતે કરો,
એવિણ અવર અખિલ છે કોરી રાખ જો.---સહિ.
શાંત સ્વભાવવિષે રે'વું સહુએ સદા,
સંતોષે સુખ થાય સમજવું એમ જો;
દુઃખ અને સુખમાં સમતાને રાખવી,
લેવા એવા ઉત્તમ અબળા નેમ જો.— સહિ.
અલંકાર સૌભાગ્યવિના બીજો નથી,
તે સાચવવા કરજો યત્ન અનેક જો;
સદ્ગુણથી શોભા સંસારવિશે વધે,
તે સંપાદન કરવા રાખો ટેક જો.— સહિ.
શીખામણ અણસમજુને દેવી પડે,
પણ સાને સમજે જે સમજુ નાર જો;
કેશવ થોડામાં સઘળું સમજી જજો,
ડાહ્યાંને શું કે'વું વારંવાર જો.— સહિ.

---

## દેશી ૭ મી.

(તમેરે નંદજી ગોકુળ સંચરો રે.—એ દેશી.*)

અબળા અરજ ઉરે ધરજો તમે રે;
રે'જો કંથતણાં થઇ દાસ જો;
પિયરપનોતાં નહિ થાવું કદી રે,
જો હોય અગણિત સુખની આશ જો.—અ. १
સામે શાંત હૃદય રાખી રહી રે,
તજવા તન-મનના સહુ તાપ જો;
દેહે દુર્ગુણ મેલ બધો હરી રે,
લેજો સુખસંપત સહુ આપ જો.— અ. २

---

* ડુંગરા દૂરથકી રળિયામણા રે, એનો ઢાળ પણ લાગુ પડે છે,

બીજે ભાવ ધરી પતિપદ ભજો રે,
એથી ટળશે સહુનાં દુ:ખ જો;
લેશો લાભ અનેક સદાયના રે,
ભવની ભાગી જાશે ભૂખ જો.— અ. ૩
બુદ્ધે બાળપણું તજિએ બધું રે,
થઇએ પીઢ પરમ ગુણવાન જો;
કારણ ટેવ પડી ટળતી નથી રે,
બારે બુદ્ધિ સોળમે સાન જો.— અ. ૪
ગુરૂએ ગુરૂજનની સેવા કરો રે,
હરવા ભવસાગરની બાડ જો;
અનુભવ હૃદયવિષે કરિયે બધા રે,
નિરખી નયનવડે પરપીડ જો.— અ. ૫
કવિએ કાર્ય કરો ઉત્તમ તમે રે,
જેથી યશ જનમાંહિ ગવાય જો;
કરિએ પ્રાણપતિને જે ગમે રે,
એ પતિમાં સુખ સર્વ સમાય જો.— અ. ૬
મંદે મંદપણું નહિ રાખિએ રે,
સંપે રહિએ સહુની સાથ જો;
દુ:ખ કદી નહિ દેવું કોઇને રે,
રીજે જેમ જગતના નાથ જો.— અ. ૭
રવિએ રે'વું મર્યાદાવિષે રે,
ચાલી સદાચારને પંથ જો;
દેહે મન વચને ને વાણિએ રે.
રાજી કરિએ નિજના કંથ જો.— અ. ૮
પ્રમદા જાતિતણી પ્રેમે કરી રે,
તજિએ ટેવ સદા દુખદેણ જો;
કેશવ સદાચરણમાં ચાલતાં રે,
કે'વા દેશો કોય ન કે'ણ જો.— અ. ૯

## દેશી ૮ મી.

### (વૈદરભી વનમાં વલવલે;—એ દેશી પ્રમાણે.)

અબળા અરજ આજ એટલી, ગણી ગુણ કરનાર, ટેક
અંતરમાંહિ ઉતારજો, એથી સુખ છે અપાર;—અ૦
માતપિતાએ પ્રેમથી, જેને સોપ્યો છે હાથ,
એજ તમારો આધાર છે, એજ જગતનો નાથ. અ૦ ૧
એજ તમારા રે ઈશ છે, વદે વેદ પુરાણ;
એ સુખના કરનાર છે, એજ આપના પ્રાણ. અ૦ ૨
એજ તમારો રે હાર છે, શોભા સઘળીનો સાર;
સર્વસ્વ એ સંસારનું, એ સરસ શણગાર. અ૦ ૩
મૃગજળ સમ સંસારમાં, દુઃખ દેશો ન લેશ;
વિનય વિવેકથી નાથને, રાજી કરજો વિશેષ. અ૦ ૪
છો તમે તેમને તો ખરાં, પ્રાણપ્યારાં સદાય;
સમજી એવું નિજ અંતરે. ક્લેશ ન કરો જરાય. અ૦ ૫
રીસ કરે પ્રાણનાથ તો, ધરી ધિરજ અપાર;
શાંત કરો વચનાંમૃતે, સાચો એ ઉપચાર. અ૦ ૬
તેના વિચાર ભર્યાતણું, તમે એક છો ઠામ;
એજ જ્યારે થાય ખોખરૂં, ત્યારે શું સરે કામ? અ૦ ૭
તેને તમે સુખ આપતાં, લાવ લેશો અનેક;
એમ નકી મન રાખજો, શાણાં સઘળો વિવેક. અ.૦ ૮
બળ કરવું અબળા થઇ, એવું શોભશે કેમ?
અપરાધી ઈશ્વરનાં થશો, અવળું કરવાથી એમ. અ૦ ૯
કેટલું દુઃખ છે નાથને, તે વિચારો ન કેમ?
સેવા કરો શુભ રીતથી, સુખ ઊપજે જેમ. અ૦ ૧૦
એને જરા દુઃખ જો થશે, તેનું લાગશે પાપ;
સંસારમાં દુઃખ પામશો, તનમાં લાગશે તાપ. અ૦ ૧૧
એને અનુકૂળ ચાલવા, સુખ આપવા કાજ;

પ્રથમ થકી છો બંધાયેલાં, જોતાં સઘળો સમાજ. અ૦ ૧૨
અગ્નિ જમાન કરી તમે, કીધા કોલકરાર;
અંતર આંખ ઉઘાડીને, કરી જોજો વિચાર. અ૦ ૧૩
પ્રાણપતિ કહે તે કરો, સુખ પામવા કાજ;
સામો ન બોલવો એમની, ઉંચો એકે અવાજ. અ૦ ૧૪
પ્રેમ વધારજો નાથનો, રાખી સરલ સ્વભાવ;
મેળવવી કંથની કૃપા, એ સંસારનો લાવ. અ૦ ૧૫
કરવું ન એની રજા વિના, કોય કામ જો હોય;
તેથી તમે યશ પામશો. કદી સમજશો કોય. અ૦ ૧૬
હૃદય વિચારી જોશો તમે, તો વિના ભરથાર;
લાગશે શૂન્ય ખરેખરો, આ સંસાર અસાર. અ૦ ૧૭
નાથવિના જ્યારે છે વૃથા, મન માનતા અર્થ;
શાને વિવાદ કરો તમે ? જાતે નિશદિન વ્યર્થ. અ૦ ૧૮
સ્વામીનો બોલ ન સાંભળે, ન કરે લેશ વિચાર;
પ્રીત પરમ તેની પામવા, ન કરે યત્ન લગાર. અ૦ ૧૯
શીખામણો નહિ સાંભળે, જાણે નહિ નિજ દોષ;
કંથની ઉપર જે કરે, કરડી નજરથી રોષ. અ૦ ૨૦
સેવા ન સમજે નાથની, ન લહે સદ્ગુણ લેશ;
સમજે નહીં સમજાવતાં, વાતો કેતાં વિશેષ. અ૦ ૨૧
તેમ મને દુ:ખ ઊપજે, એવું જે કરનારી;
સંતોષ આપે ન જે જરા, દુરભાગણી નારી. અ૦ ૨૨
ધિક્ક એની કુળ-જાતને, બોળ્યું બાપનું નામ;
બુદ્ધિ બળી એની તો બધી, વિદ્યા આવે શું કામ? અ૦ ૨૩
જન્મ ગયો એળે એહનો, હાથે થઇ તે હેરાણ;
પુણ્ય ઉપર પાણી ફેરવ્યું, એથી અન્ય શી હાણ ? અ૦ ૨૪
પરભવમાં દુ:ખ પામવા, પોતે ખોદ્યો પંથ;
ત્યારે પછી શા ઉપાયથી? આપે સુખ નિજ કંથ. અ૦ ૨૫

નારીના દુઃખથી નાવલો, અતિ મનમાં ઉદાસ;
ચિંતાના તાપથકી તપી, નાંખે ઉંડા નિશાસ. અ૦ ૨૬
એવી વેળા અરે આવવા, અબળા દેશો ન કોય;
પૂર્વનાં પુણ્યથી જો કશું, હૈયે ડાપણ હોય! અ૦ ૨૭
સંતાપ આપતાં સ્વામીને, શોક કરતાં વિશેષ;
એજ અચંબો ખરેખરો, ફાટે હૃદય ન લેશ. અ૦ ૨૮
શાને મેળે મૂર્ખ થાઓ છો? ભુંડાં ભૂલીને ભાન;
બંધાયાં છો સુખ આપવા, રાખી દૈવ જમાન. અ૦ ૨૯
માટે તમે ચેતી ચિત્તમાં, કરજો સઘળો વિચાર;
તેને ચહો ચતુરાં સહુ, જે સંસારનો સાર. અ૦ ૩૦
તેને તમે વશ જો થશો, તો તે તમને આધીન;
જો તન-મનથકી પૂજશો, તો તે તમમાં છે લીન. અ૦ ૩૧
તન-મન-ધનથી આપને, આપે સુખ જે અપાર;
એ પ્રાણનાથનો કોય દી, ભૂલો નહિ ઉપકાર. અ૦ ૩૨
કેશવ કરગરીને કહે, થઈ સહુ ગુણવાન;
નિત્ય સદાચારમાં રહી, ધરો પતિપદે ધ્યાન. અ૦ ૩૩

---

## દેશી ૯ મી.

### (રઘુપતિ રામ હૃદયમાં રેજો રે;—એ રાગ.)

સદાચાર પાળવો બહુ સારો રે, એજ ધર્મ ખરો છે તમારો;—સદાચાર૦
ધનવિદ્યાતણો મદ તજવો રે, સુખકારક મારગ સજવો રે,
પીડા પરને કરી નહીં પજવો;— સદા૦
સત્ય બોલવું ચાલવું ચોંપે રે, જેમ જગતપિતા નહીં કોપે રે,
એથી આપણનું કુળ ઓપે;— સદા૦
સ્મૃતિ શાસ્ત્ર બતાવે જેવું રે, શુદ્ધ ચિત્ત કરી નિત્ય રેવું રે,
અન્ય વાતમાં હૃદય ન દેવું;— સદા૦

આશા તૃષ્ણા તજી કોઇ દે છે રે, શાંત થઇને સદા સુખ લે છે રે,
શુદ્ધ આનંદનું રૂપ તે છે;— સદા૦
પાળવો નિત્ય નિજનો ધર્મ રે, સાચો અંતરમાં લઇ મર્મ રે,
કરવાં યશકારક કર્મ;— સદા૦
ક્રોધ કામ સદા પરહરવા રે, લોભ મોહ વળી વશ કરવા રે,
મદ મત્સર દેવા ન ઠરવા;— સદા૦
અભિમાન ન લાવિયે લેશ રે, કદિ કરિયે નહીં લેશ કલેશ રે,
વદીએ નહીં વાક્ય વિશેષ;— સદા૦
પરનિંદા સદા પરહરવી રે, દયા દીન જનોપર કરવી રે,
નહિ નીતિની વાત વીસરવી;— સદા૦
નિત્ય તન-મન નિર્મળ કરજો રે, શીલ ચિંતામણી સંઘરજો રે,
દુષ્ટ દુર્ગુણ દૈત્યથી ડરજો;— સદા૦
ધર્મવા'ણુ વિના સંસારે રે, અન્ય આવી નહીં કોઇ તારે રે,
એમ જાણવું નિશ્ચે તમારે;— સદા૦
નિત્ય નિર્મળ ચિત્ત કરીને રે, નિજ ધર્મને ધામે ઠરીને રે,
પામવું શુદ્ધ એક હરિને;— સદા૦
જયારે ઉત્તમ જન્મ મળ્યો છે રે, પુણ્યનો પુંજ તો ઉપજ્યો છે રે,
દૈવ ઇચ્છાથી દિવસ વળ્યો છે;— સદા૦
હાથ આવેલ હીરો ન હારો રે, ચતુરાં કાંઇ ચિત્તે વિચારો રે,
શાણાં સફળ કરો જન્મવારો;— સદા૦
સેવા નારિયે નાથની કરવી રે, અન્ય વાત બધી પરહરવી રે,
તેમ પ્રીતિ સંપાદન કરવી;— સદા૦
દંપતીએ હળી મળી રેવું રે, બીજા આશ્રમનું સુખ લેવું રે,
થાય નિંદા તેવું તજી દેવું;— સદા૦
ભાવે ઈશ્વરનું પદ ભજવું રે, કામ બંધનકારક તજવું રે,
સુખકારક સાધન સજવું;— સદા૦

## દેશી ૧૦ મી.

### ( રાગ વણઝારાને મળતો. )

સાચી વાત કહું છું આજ, સુણો સહુ કાને રે;
તે છે હિતકરનાર સદાય, ધરો જો ધ્યાને રે.
રાખી શાંત સ્વભાવ સદૈવ, સરલ થઇ રે'વું રે;
દુઃખકારક વેણ કઠોર, ન કોયને કે'વું રે.
માન-અપમાનની નહીં વાત, કદી ક્યાંઇ કરવી રે;
મને માની સદા સંતોષ, પીડા પરહરવી રે.
સદાચારનો મારગ રોજ, લહી સંચરવું રે;
દુરાચારથકી કુળવાન, દીકરિયે ડરવું રે.
બળી રીસ કર્યાની ટેવ, સદા લોહિ બાળે રે;
ક્ષમાવાન ખરી જે હોય, તરત તે ટાળે રે.
દંભ દેખતાં કરવો દૂર, સાચે ચિત્ત ચોડી રે;
અદેખાઇથી જે ભરપૂર, તેનું મૂલ કોડી રે.
સુજ્ઞલોક હસે નહીં જેમ, તેવી રીત સારી રે;
શીખવાને રહો તૈયાર, હૃદયમાં વિચારી રે.
નિંદે કોઇ નહીં જો જરાય, ખરી ચતુરાઇ રે;
જ્યારે ગુરૂજન આપે વડાઈ, ત્યારે સરસાઈ રે.
અભિમાનનો અંકુર લેશ, નહીં કાંઇ સારો રે;
મમતાનું ન જાય જો મૂળ, હાની તો હજારો રે.
નહીં બોલ્યામાં નવ ગુણ એમ, સમજવું સાચું રે;
વાણી વશ કરવાને સદાય, જોડી કર જાચું રે.
ઘરકામ કર્યામાં રોજ, દિવસ સર્વ ગાળો રે;
આવે આળસ અંગે ન તેમ, સદા સંભાળો રે.
શાને જન્મ ધર્યો જનમાંહિ, સફળ કેમ થાશે રે?
કેમ આ ભવમાં નિજનામ, ગુણીજન ગાશે રે?
સુખ થાય નિરંતર કેમ, દૂરે દુઃખ જાશે રે?
નામ બેય કુળોનું કેમ, સરસ સચવાશે રે?

શો છે ધર્મ નારીનો નેક, વિવેકે વિચારો રે;
ત્યારે સફળ થયો અવતાર, લીધેલો તમારો રે.

---

## દેશી ૧૧ મી.

### (ઓધવજીના મહીનાનો રાગ.)

પુત્રી પુણ્યતણો મારગ એ માનવો,
જેથી વિશ્વવિષે યશ શ્રેષ્ઠ પમાય જો,
ઐહિક આમુષ્મિક કલ્યાણ વધે વળી,
સંસારવિષે સર્વોત્તમ સુખ થાય જો.— પુત્રી૦
સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું,
ચાલી ચોંપે સદાચરણને પંથ જો,
ડરવું દુર્ગુણથી નિશદિન ડાહ્યાં થઇ,
જેથી ક્રોધ કરે નહિ નિજનો કંથ જો.—પુત્રી૦
પત્નીએ પતિનાં વચનોને પાળવાં,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો,
કરવી સેવા ઈશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે યામ જો.— પુત્રી૦
નારીના ઈશ્વર તો નિશ્ચે નાથ છે,
નિશદિન એ સઘળાં સુખના કરનાર જો,
એ નિગમાગમથી મનમાં જાણી લઇ,
રાજી કરવા રોજી સર્વ પ્રકાર જો.— પુત્રી૦
જપ તપ આદિક વ્રત કરવાની ના નથી,
ઈશ્વરપૂજન પણ કરવાની છૂટ જો,
પણ તે સર્વ પતિના પ્રેમવડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખૂટ જો.—પુત્રી૦
શોભા સૌભાગ્ય વિના અન્ય ન ઇચ્છવી,
શીલતણું શુભ ભૂષણ ધરવું અંગ જો,

પ્રૌઢપણાનાં અનુપમ પટકુલ પેરવાં
સદ્ગુણનો કરવો સાચો સત્સંગ જો.—પુત્રી૦
ક્રોધ કામ મદ મોહ લોભને જીતવા,
નહિતો દુ:ખ દિયે તે નિત્ય અપાર જો,
શમ-દમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફળ સદાચરણે સંસાર જો.—પુત્રી૦
લાજ અને મર્યાદા સખિયો લેખવી,
અવરજનોનું નારીને નહિ કામ જો,
વિનય-વિવેકવડે વાણી શણગારવી,
વૃથા વાદથી થાવું નિત્ય વિરામ જો,—પુત્રી૦
પોતાનું ડાપણ પણ નહિ પરખાવવું,
કરવું નહિ કુલ-જાતિતણું અભિમાન જો,
ધૈર્ય ધરી સુખ-દુ:ખે સમતા સાચવી,
પ્રેમે પતિપદકેરું ધરવું ધ્યાન જો.— પુત્રી૦
સુજ્ઞજનો આપણને જેમ હસે નહીં,
દુર્જન પણ નિંદે નહિ જનમાં જેમ જો,
નિજનું નામ અમર નર-નારીમાં રહે,
ઉદય થાય આપણનો કરવું એમ જો.—પુત્રી૦
શ્રી હરિમાં ને પતિમાં ફેર કશો નથી,
અંતરમાં અનુભવથી સમજી એમ જો,
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યા કરે,
પ્રતિદિન કરવા કુશળ ઉપાયો તેમ જો.—પુત્રી૦

---

## દેશી ૧૨ મી.

(થિર ઠરિને કોઇ આ ઠામ, રે નથિ રેવાનું—એ રાગ પ્રમાણે.)

શું કરશે સારું બેન, કોરી કેળવણી;
સદ્ગુણની નહિ જો હોય, સાથે મેળવણી. ટેક.

વાંચન વિવિધ જાતનું શીખ્યાં, લખતા શીખ્યાં બેશ રે;
ઇતિહાસોમાં ચૂક ન એકે, ચિત્ર વિચિત્ર વિશેષ;—કોરી૰
ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભૂગોળ ભણ્યાં ભાવે રે;
સારી વાક્યજોડણી કરતાં, ચૂક ન એકે આવે;—કોરી૰
મોતીના દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારા રે,
ભૂત ભરમની વાતો ભૂલ્યાં, જાણ્યા જુગતે ધારા.—કોરી૰
કદી રાંધતાં જમતાં શીખ્યાં, શીખ્યાં કદી પિરસવા રે;
સરખે સરખી સખિયો સાથે, શીખ્યાં સુંદર હસવા.—કોરી૰
પાખાં પટકુળ પેરી અંગે, ઘણાં ઘરેણાં ઘાલી રે;
દેશ દેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી.—કોરી૰
દેશ-કાળને સમજી સઘળી, લાજ લગામ વિસારી રે;
શીખ્યાં કરવા સિદ્ધ વાત પણ, મનમગતી-તે સારી.—કોરી૰
ભરી સભામાં સન્મુખ ઉભી, શીખ્યાં ભાષણ કરતાં રે;
તેવતેવડાં સાથે લઇને, સદાય શીખ્યાં ફરતાં.—કોરી૰
ગંજીફા ચોપાટ કાંકરી, એવી રમત અનેક રે;
રાત-દિવસ રમવાને રાગે, અજાણ હોય ન એક.—કોરી૰
નાચ તમાસા ખાસા ખેલો, જોતાં ભાંડ ભવાઇ રે;
ચતુર થયાં પણ સગાંસાહિની, વિસરી ગયાં સગાઇ.—કોરી૰
ખાટ પલંગ ખુરશિયે બેઠાં, મોજમજા બહુ માણી રે;
દીનજનોને દુખિયાં દેખી, દયા ન મનમાં આણી.—કોરી૰
સારૂં સારૂં ખાતાં લેતાં, શીખ્યાં, સહુથી સારૂં રે;
સુજનપણું જાવાનું જાણે, વાગે આજ નગારૂં.—કોરી૰
વિવેકિયો ને વૃદ્ધજનોને, વિવેકિયો પણ માને રે;
તપાવવા તેને પણ શીખ્યાં, ઉદ્ધતાઇ અપમાને.—કોરી૰
લાંબી લાજ કાઢતાં શીખ્યાં, અથવા મેલી દેતાં રે;
કડવાં વેણ હાસ્યથી હરખી, શીખ્યાં સહુને કેતાં.—કોરી૰
હક સ્વામીના સરખો લેતાં, દેતાં સહુને ડારો રે;
સ્વતંત્રતાનો સ્વાદ ચાખતાં, શીખ્યાં કેવો સારો!—કોરી૰

મળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કે છે રે;
એ વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવે છે.—કોરી૦
ભણી ગણીને જે કરવાનું, તે તો રે છે અળગું રે;
નહિ શીખ્યાનું તે શીખે છે, એવું સંકટ વળગું.—કોરી૦
સાર ભણીને જે લેવાનો, તે તો રેછે દૂર રે;
દેશસુધારક નરનું તેથી. જાય ઊતરી શૂર. —કોરી૦
કેળવણીનો અર્થ ન સમજે, આજકાલના લોકો રે;
તેથી પાછળથી પસ્તાઇ, પછી મેલશે પોકો. —કોરી૦
બાળ યુવા વૃદ્ધાવસ્થાને, સફળ કરે જો એનો રે;
તો આ વિશ્વવિષે લીધેલો, સફળ જન્મ છે તેનો. —કોરી૦
સુખ થાવા સર્વે સજનીને, વાક્ય વિચારી કહું છું રે;
સમજી લેજો સાર સર્વનો. આશિષ એવી દઉં છું.—કોરી૦

---

## નગણી નારીઓને ચાબકા.

### દેશી ૧૩ મી.

### (ઓધવજીના મહિનાનો રાગ.)

રે ધિઃકાર તમોને નગણી નારિયો,
પરનાં બાળો ચરચર ચિત્ત હમેશ જો;
દિલમાં લેશ દયાનો ડાઘ મળે નહિ,
કરવા રાજી ક્લેશ સદાય વિશેષ જો!!—રે ધિઃકાર૦
શા ભવ કાજે કૂડાં કર્મ કરો તમે?
ડરો નહીં દુર્ગુણથી કેમ જરાય જો?
પરનિંદા કરવામાં પ્રૌઢપણું ગણો,
સુણી નારનાં એથી હૃદય કપાય જો.—રે ધિઃકાર૦
બાખાબોલાં બહુ બાકી રાખો નહિ.
કામકાજ પણ ઘરનું સર્વ સુકાય જો;
અમથાં અમથાં આળ કરો છો કોકની,
લાભ કહોને શો તેમાંથી થાય જો?—રે ધિઃકાર૦

આ ભવમાં તો કૂટી-પીટીને મરો,
પરભવમાં પણ દુ:ખ થવાને કાજ જો;
ઘડો પાપનો પોતાને હાથે ભરો,
ઊડાવી દો છો આકાશે લાજ જો !!—રે ધિ:કાર૦
ખોટાને સાચું માની બેસો તમે,
શેષે પડતાળો પોનાનાં બાળ જો.
નહિ કે'વાનાં વચન કહી નિજ કંથને,
થાકો ત્યારે કૂટો હાથ કપાળ જો !!—રે ધિ:કાર૦
મર્યાદાનું મોઢું તો જોતાં નથી,
મલિનપણાંમાં મગ્ન રહો દિનરાત જો,
આળસ ઊંઘ વિશેષે તે તમને ગમે,
સદાચારની સ્વપ્ને ન રહે વાત જો !!—રે ધિ:કાર૦
મેણાં મારી મુખ મલકાવીને જુઓ,
ચોસર ગુંથો ત્યાં લાગે નહિ થાક જો;
કાંઇ થતાં કાઢો છો વાંક કપાળનો,
નહિ સાચવતું જાણો જરિયે નાક જો !!—રે ધિ:કાર૦
પોતાનું કીધેલું લેખો પાધરૂં,
વૃથાવાદમાં જાય દિવસ ને રાત જો;
કર્યા હતાં કેવાં પાપો પેલે ભવે?
પડી રહે છે ચોખી તેની છાપ જો !!—રે ધિ:કાર૦
સંતાપો છો પિયર-સાસરાને સદા,
કાન્ત કહે તે કાને ન ધરો લેશ જો;
સમ ખાતાં ને દેતાં વાર કશી નહિ,
ભલો ભજાવો દુર્જનતાનો વેશ જો !!—રે ધિ:કાર૦
ક્રોધ કામ ને લોભવિષે બુડયાં રહો,
એળે જાવા દો છો આ અવતાર જો;
બીજાનાં ધનધામવિષે ઇર્ષ્યા કરો!!
અમૃતમાંથી વિષસમ શોધો સાર જો !!—રે ધિ:કાર૦

સ્વામી શીખામણ આપી થાકી મરે,
તોપણ કાને ન ધરો તે તલભાર જો;
કે'તાં કાંઈ સહજ વાતે કથળી પડો,
વિષ ખાવાની બ્હીક ન દેતાં વાર જો !!—રે ધિઃકાર૦
જીભ તમારી કેમ કપાઇ જતી નથી ?
હૃદય તમારાં ફાટી કેમ ન જાય જો ?
પિયર-સાસરાને પીડો છો પાપણી,
નહિ સાંખે તે સર્વ જગતનો રાય જો !!—રે ધિઃકાર૦
શીલપણું શું છે તેને સમજો નહિ,
સદ્‌ગુણ લાગે લેતાં કડવા ઝેર જો;
પેટ ભર્યાનું સમજો સાચૂં કામ છે,
પ્રૌઢપણાની સાથે જાણે વેર જો !!—રે ધિઃકાર૦
પાખાં પટકુલ પે'રી સઘળે સંચરો,
અંગ ઉઘાડાની નહિ શરમ લગાર જો;
તન-મન મેલાં રે'તાં સૂગ થતી નથી,
સંતોષો નહિ કદિએ નિજ ભરથાર જો !!—રે ધિઃકાર૦
બીજાનાં બાળકને ગાળો આપવી,
પોતાનાં બાળક તે વ્હાલા પ્રાણ જો;
તેનું પણ પોષણ કરતાં નહિ આવડે,
મરી જાય તો કાઢો મોટી કાણ જો !!—રે ધિઃકાર૦
સંપ સગાંમાં રાખ્યાનું શીખ્યાં નથી,
દંભ તમોને વ્હાલો છે દિનરાત જો;
કાણી આંખ કરી હેરીહેરી જુવો,
જુગતે જાણી જોઇ વગોવો જાત જો !!—રે ધિઃકાર૦
નણંદ હશો ત્યાં ભાભીને ભાંડી હશે,
વહૂ હશો ત્યાં સાસુને સંતાપ જો;
પરમ પુણ્યનો પંથ તમે પૂછો નહિ,
પરઉપકારે જાણો મોટું પાપ જો !!—રે ધિઃકાર૦

પાપ પિંડનાં ધોવા અન્ય વ્રતો કરો,
સ્વામીની સેવાવિણ નિષ્ફળ જાય જો;
એ તો અંધાં અંતરમાં આવે નહિ,
સાંબેલું વાસીદે જેમ તણાય જો !!—રે ધિઃકાર૦
વિશ્વવિષે મારા સરખું કોઈ નથી,
રાતદિવસ એવી રીતે વહિ જાય જો;
આઠ બજે ઉઠો છો આંખ્યો ચોળતાં,
કાચું પાકું બાર બજે રંધાય જો !!—રે ધિઃકાર૦
બાળપણામાં ટેવ પડી ટળતી નથી,
વૃદ્ધ થતાં પણ શાની આવે સાન જો ?
કર્મ કરો છો તેવાં ફળને પામશો,
ધરતાં નથી લગારે તેનું ધ્યાન જો !!—રે ધિઃકાર૦
ભારે ભવસાગર તરવા ઉદ્યમ કરો,
સુખ મેળવવા કરવાં યત્ન અપાર જો;
સ્વામીનાથ કહે તે શિક્ષા માનજો,
સદાય કરજો સારાસાર વિચાર જો.—રે ધિઃકાર૦
માન્યામાં આવે તો શિક્ષા માનજો,
મારે કે'વાનો છે નહિ અધિકાર જો;
પણ મન બળવાથી બોલ્યો છું જે બધું,
કેશવ કરજો ક્ષમા કહું આ વાર જો.—રે ધિઃકાર૦

---

## દેશી ૧૪ મી.

**(માણીગર મોલે પધારો; એ ઢાળ.)**

સુણજો બેનો સહુ આજ, શિખામણ દઉં છું સાચી;
સદ્‌ગુણી થાવા સદાય, જોડી કર લળું છું જાચી. ટેક
ભણીગણીને જ્ઞાનનો, ભરી ખૂબ ભંડાર;
અસાર આ સંસારનો, શોધી લેજો સરસ સહુ સાર;—શિ૦

સ્વતંત્રતા નહિ રાખિયે, પિયર-સાસરામાંહિ;
આજ્ઞા ગુરૂજનની થતાં, ગણિયે સુખદ સદા મનમાંહિ;—શિ૦
રીસ કર્યાની ટેવને, ટાળો સહુ તત્કાળ;
દુ:ખદ દુર્ગુણ દોરની, બાળો તરત જબર જે જાળ;—શિ૦
સરલ સ્વભાવેથી રહી, સુખદ વદો શુભ વેણ;
બીજાને નહિ બાળિયે, કડવાં કાઢી નકામાં કેણ;—શિ૦
સ્ત્રીજાતિના દોષને કરશો જ્યારે દૂર;
ત્યારે સુખ સહુ પામશો, એવું આપ વિચાર જો ઉર;—શિ૦
યમ ને નિયમ વૃથા કથા, શું જપ તપ ને ધ્યાન ?
સ્વામીની સેવાવિના, માનો નિષ્ફળ સઘળાં સુદાન;—શિ૦
નીતિતણી રીતિવડે, તજિયે કૂડા પંથ;
કરિયે પ્રેમે પલકમાં, હેતે હુકમ કરે જે કંથ;— શિ૦
શીલસમાન ન એકપણ, અલંકાર સુખરૂપ;
શોભા શુભ સૌભાગ્યની, સહુએ અંતર ગણજો અનુપ;—શિ૦
મલકી મલક બધાતણી, બેન ન કરિયે વાત;
કામકાજ કરવા વિશે, રાખો હૃદય તમે દિનરાત;—શિ૦
અદેખાઈ આળસ અને, અદકી છાંડો આળ;
પ્રૌઢપણું તનમન ધરો, સુખિયાં થાવા સદા તત્કાળ;—શિ૦
સ્વામીને સુખ ઊપજે, પુણ્ય પરમ પણ થાય;
તેવાં યત્ન કર્યા થકી, દુ:ખો દૂર સદાનાં જાય;—શિ૦
સદાચારને સમજિયે, મનમાં ધરી ઉમંગ;
પ્રસંગ પડતાં રાખિયે, એની સુજ્ઞ નારીઓ સંગ;—શિ૦
સારાં થાવા ઈચ્છિયે, જગદીશ્વરની પાસ;
કેશવ આ કળિકાળમાં, પસરે જેમ તમારી સુવાસ;—શિ૦

---

## દેશી ૧૫ મી.

### (ઢાળ ઉપર પ્રમાણે.)

નામ જપીલે પ્રાણુ, નારાયણ નામ જપીલે;
ઉત્તમ પદને પમાય, તેવું કામ કરથી કરીલે. ટેક

ફરી ફરી આવે નહીં, આ માનવનો દેહ;
વાર ન લાગે વણસતાં, ભારે ભારે ન જાણે ભેદ;-નારા૦
આયુષને ઓછું કરે, કાલ કરાલ સદાય,
દેતાં દામ મળે નહીં, એવું દુર્લભ વય વહિજાય;-નારા૦
ગળી જશે ગાત્રો બધાં, સુકાઇ જાશે અંગ,
વળીપળી આવી જશે, જાતો રેશે હૃદયનો રંગ;—નારા૦
દાંત પડી જાશે બધા, બોલી નહીં શકાય;
થરથર કાયા કંપશે, નહીં કામ કરેથી કરાય;—નારા૦
મન પણ વશ રેશે નહીં, થયે શરીર અશક્ત;
આઘાંપાછાં થઇ જશે, જેજે અંતરથી અનુરક્ત;-નારા૦
સ્વાર્થરૂપ સંસાર છે, સ્વાર્થવિના નહિ કાંઈ;
સ્વાર્થતણાં સઘળાં સગાં, સાચી આપણુની ન સગાઇ;-ના૦
કારાગ્રહમાંહી પડી, સડયા કરે તું કેમ?
મમતાને મેલી પરી, નિશ્ચે રાખી હૃદયમાં નેમ ;—નારા૦
વેળા વીતી નહિ મળે, હોય વૃદ્ધ કે બાળ;
કોઈ ન જાણે લેશપણ, કેવી આવશે આવતી કાલ;-નારા૦
કાયા કાંઈ ન કામની, જો જાણ્યા નહિ ઈશ;
તે સઘળાં જળમાં ગયાં, કાઢયાં વર્ષ પચીશ કે ત્રીશ; નારા૦
સાર નથી સંસારમાં, સુખ તેમાં શું હોય;
દુઃખરૂપ આ સર્વ છે, દીઠો સુખિયો ન મેં તો કોય;-નારા૦
આપણને હાથે નથી, જન્મમરણની વાત;
સંચિતને વશ સર્વ છે, પશુ પક્ષી અને જનજાત;-નારા૦
ક્રોધ કામ મદ મોહ એ, શત્રુ સહજ સદાય;
લોભ અને મત્સર મળી, નિશ્ચે નરક વિષે લઇ જાય;-ના૦
તજ તૃષ્ણા તત્કાળ તું, આશા અળગી રાખ;
ધન ને ધામ ધરા બધાં, ખરાં લેખજે જેવી ખાખ;-ના૦
ભોગ રોગ સરખા ગણી, પામી પરમ વિરામ;
દ્વેષરાગને પરહરી, કોડે કોરે કરીને કામ;—નારા૦

પ્રવૃત્તિને પરહર હવે, દેખી તેમાં દોષ;
નિવૃત્તિની સાથે પછી, સાચે સાચો લહી સંતોષ;—નારા૦
રાચ્યો તું રતિરજવિષે; ગર્દભ જેમ ગમાર;
અસાર આ સંસારનો, શોધી લીધો નહીં શુભ સાર;—નારા૦
પાપપંથને પરહરી, કરી પુણ્યમાં પ્રીતિ;
સદાચરણથી ચાલીને શાણા સંઘરવી શુભ રીતિ;—નારા૦
ખાધું પીધું ખૂબ તેં, માણી પણ બહુ મોજ;
સુખ સઘળાં પણ સાંપડયાં, હવે રાખી ખરેખર ખોજ;—ના૦
ભણ્યો ગણ્યો તે ક્યાં ગયું, ભુલ્યો ક્યાં તું ભાન;
જ્ઞાનવાન કેવાઇને, હવે હાથે ન થા હેવાન; —નારા૦
વિવેક જઈને ક્યાં વસ્યો, ક્યાં ચાલી ચતુરાઈ?
ગંભીરપણું ક્યાં ગયું, ગયું કાળજું કેમ કટાઈ,—નારા૦
શાસ્ત્રબોધ ક્યાં સંચર્યો, ક્યાં મતિ ગઈ છપાઈ?
કેશવ પ્રભુના નામને, ભૂલે ભોળપણે કેમ ભાઇ? નારા૦

## દેશી ૧૬ મી.

(અલબેલીરે અંબેમાત, જોવાને જઇએ—એ રાગ.)

સહિયર સાચી છે વાત, તે ધ્યાને ધરજો;
નિજહિત કરનાર વિચાર, રોજ તમે કરજો;—ટેક.
અભણપણું જાશે ભણવાથી, ગણતાં ગુણ બહુ થાશે રે;
આ સંસારતણાં દુખ સઘળાં, એ રીતેથી જાશે;—તે ધ્યાને૦
બાળપણાથી માતપિતાને, દેવો શુભ સંતોષ રે;
ટેવ પડે આપણને તેનો, ન રહે તેને શોષ;—તે ધ્યાને૦
ભણીગણીને ડાપણ સઘળું, વિનયવડે સંઘરવું રે;
તરત સદા તન ને મનમાંથી, મલિનપણું પરહરવું;—તે ધ્યાને૦
કજિયો કે કંકાસ કશામાં, કોઈ દિવસ નહિ કરવાં રે;
આ સંસારવિષે સુખકારક, સદાચરણ આચરવાં;—તે ધ્યાને૦
સદ્‌ગુણથી સુખ થાય સદાનાં, દુર્ગુણ દૂર રહે છે રે;
અંતરનું અભિમાન ટળીને, શાંતિ સદૈવ રહે છે;—તે ધ્યાને૦

સંપ સગાંમાં સહુની સાથે, સાચવશો તો સારૂં રે;
સારૂં કરતાં સુખ ઉપજેછે, નરતે થાય નહારૂં;—તે ધ્યાને૦
કામકાજ સહુ શીખી લેવાં, વિનય-વિવેક વધારી રે;
રીતભાત સારી સંઘરવી, તજવી ટેવ નઠારી;—તે ધ્યાને૦
સદાચરણથી સુખ ઉપજેછે, જગત વિષે જય થાય રે;
તે સાથે વિદ્યા મળવાથી, સંકટ સઘળાં જાય;—તે ધ્યાને૦
દુર્જન નિંદે જેમ ન જનમાં, સુજનો હસે ન જેમ રે;
લોક વખાણે સુખપણ ઉપજે, કરવું નિશદિન તેમ;—તે ધ્યાને૦
સુંદર કપડાં ઘણાં ઘરેણાં, સુંદર તેમજ રૂપ રે;
સારી વિદ્યા ને શુભ ગુણવિણ, શું દેવો છે ધૂપ;—તે ધ્યાને૦
આછકડું અથવા અતિઝીણું, વસ્ત્ર ન અંગે ધરવું રે;
કામવિના કુલવાન દિકરિયે, ફોકટ ક્યાંઇ ન ફરવું;—તે ધ્યાને૦
પીઢ થઈ પરનિંદા તજવી, ભભકે નહિ ભરમાવું રે;
પોતાને ને પરને પીડે, તે વાતે શરમાવું;—તે ધ્યાને૦
માન અને અપમાન થયાની, વાત ન કરવી બીજે રે;
કરવાં કામ કુશળ'તા પામી, શરીરથી જે સીજે;—તે ધ્યાને૦
શીલ સદા સાચવવું સજની, મન માયાળું કરવું રે;
સારૂં નરતું પ્રથમ વિચારી, કામ કુશળ આદરવું;—તે ધ્યાને૦
અંગ ઉઘાડું ન રહે એવાં, સાદા કપડાં સારાં રે;
રૂપાળાં પણ અંગ ન ઢાંકે, તે છે નકી નઠારાં;—તે ધ્યાને૦
નાવું ધોવું ચોખું રેવું, પ્રભુમાં કરવી પ્રીતિ રે;
લાજ વધે પૃથ્વીમાં જેથી, સંઘરવી તે રીતિ;—તે ધ્યાને૦
નાચ તમાસા નાટક જેવા, ખેલ બને જે ખાસા રે;
અણસમજૂ જન એ રસ્તેથી, સુખની રાખે આશા—તે ધ્યાને૦
વિવિધપ્રકારે મન વશ રાખી, કુશળપણે કેળવવું રે;
આપણને હાથે નહિ એકે, સુખ-દુખ સઘળું મળવું;—તે ધ્યાને૦
સુખમાં છકી ન જાવું સજની, ડરવું ન કદી દુખમાં રે;
પરને પીડે એવાં અઘટિત, વચન ન આવે મુખમાં;—તે૦

વિના રજાએ કદી એકલાં, ઘરથી દૂર ન જાવું રે;
સંબંધીને સુખ ઉપજાવી, પોતે સુખિયા થાવું; - તે ધ્યાને૦
શુભ મારગ લહિને સંચરતાં, આનંદે દિન વીતે રે;
આ અવતાર અફળ ન જવા દે, જગત વિષે તે જીતે;—તે૦

---

## દેશી ૧૭ મી.

(રઘુપતિ રામ હૃદયમાં રેજો રે;—એ પ્રમાણે.)

સખી શીખ માનજો આ મારી રે,
એ છે હિતકરનાર તમારી,— સખી૦
એક વશ ન થયેલું વછેરૂં રે,
જાણો જોબન છેક છકેલું રે,
ઘડિયે ઘડિયે ઘણીવાર ઘેલું;— સખી૦
તેને વશ કરવું કઇ રીતે રે,
તે હું તમને બતાવું પ્રીતે રે,
સુખ થાય સરસ જે રીતે;— સખી૦
શાંતિ રૂપ ઘોડાર ચણાવો રે,
બાર સોજન્યરૂપી બનાવો રે,
ખાવા સત્સંગ ગદબ ખણાવો;— સખી૦
પતિકુળની સુરખ ખૂબ બાંધો રે,
હેઠ પિયર પછાડી સાંધો રે,
તેમાં લાવો નહીં લેશ વાંધો;— સખી૦
તેને લાજ લગામ ચડાવો રે,
સાજ શીલનો સરસ ચડાવો રે,
નાળ મર્યાદારૂપ જડાવો;— સખી૦
શાસ્રરૂપી ચાબક કર ધરવો રે,
સતીસંગ ખરેરો કરવો રે,
તેણે દુર્ગુણ મેલને હરવો; સખી૦
સંપ નરમાં નાવા લઇ જાવું રે,
નવરાવતાં લેશ ન કાવું રે,
તેને આધીન બેન ન થાવું રે;— સખી૦

નમ્રતારૂપ પય નિત્ય પાવું રે,
શુભ સુગુણરૂપ આપવું ખાવું રે,
નીતિમાર્ગે ફેરવવા જાવું;— સખી૦
શમ-દમની સડક સાવ સરખી રે,
તેને ઝીણી નજરથી નિરખી રે,
હેતે ચાલો તેનીપર હરખી;— સખી૦
એથી ઉત્તમ લક્ષ પમાશે રે,
પ્રાણનાથ પ્રસન્ન કરાશે રે,
વિશ્વનાથ સફળ ભવ થાશે;— સખી૦"

---

દોહરા.

ભલે ભણે સ્રીજન સહુ, બહુ પામે તે બોધ;
સઘળા સદ્‌ગુણ મેળવી, કરે વળી શુભ શોધ.
ક્રોધ કામ મદ મોહ ને, લોભ તજે તત્કાળ;
મત્સરને જાણે મને, દુઃખદ કાલ કરાળ.
સંપ કરે સહુ સાથમાં, દહે દુર્ગુણો સર્વ;
તેમ તજે તન-મનથકી, અવગુણસાગર ગર્વ.
શાંત સદા મનમાં રહે, કહે કુવેણ ન કોય;
હિંમતને હારે નહીં, પડે દુઃખ શિર તોય.
કરે કામ ઘરનું બધું, ન વદે અદકું વેણ;
સદાચરણમાં ચાલતાં, રાખે ન કશું કેણ.
પ્રાણનાથના પ્રેમને, વધવા કોડ ઉપાય;
કરતાં વિઘ્ન નડે કદી, સુખે સહે તે કાય.
આછકડી પેરે નહીં, પટકુળ પણ નિજ અંગ;
સભ્યતાનાં વ્રતનો જરા, કદી કરે નહિ ભંગ.
મન રાખે પતિપદવિષે, દમ રાખે દિન રાત;
પતિવ્રતા વ્રતના વિના, અન્ય ન સમજે વાત.
કેળવણીનો અર્થ એ, એજ અર્થનો સાર;
એ ભણતર ભણવાથકી, સુધરે આ સંસાર.

---

સમાપ્ત.

---